॥ ओ३म् ॥

આર્ય શિરોમણિ

# સંગીતામૃત.



લેખક અને પ્રકાશક:-

વૈદ્ય રતીલાલ મૂળજીભાઇ આર્ય.

ઠેકાણું ફરગ્યુસન રોડ, ખટારા (પ્લેનેટ) મીલ સામે,

લોઅર પરેલ,

મુંબઇ.

॥ ओ३म् ॥
सच्चिदानन्देश्वराय नमो नमः

# આર્ય શિરોમણિ
# સંગીતામૃત.

લેખક અને પ્રકાશકઃ-
વૈદ્ય રતીલાલ મૂળજીભાઇ આર્ય.
ઠેકાણું ફરગ્યુસન રોડ, ખટારા (પ્લેનેટ) મીલ સામે,
લોઅર પરેલ,
મુંબઈ.

મૂદ્રકઃ- પ્રભાશંકર જયશંકર પાઠક.
પુરંદરે કંપની પ્રીંન્ટીગ પ્રેસ.
૩, ઠાકોરદ્વાર રોડ, મુંબઈ-૨.

પ્રથમાવૃતિ. પ્રત ૨૦૦૦.

વિક્રમ સં. ૧૯૭૭. ઇ. સ. ૧૯૨૧. દયાનન્દાબ્દ ૩૮.

મૂલ્ય રૂ. ૦-૪-૦

॥ ओ३म् ॥

# આર્ય સમાજના નિયમો.

૧ સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

૨ ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિરાકાર, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર. સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્તા છે. એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા, ભણાવવા અને સાંભળવા સંભળાવવા એ સર્વે આર્યોનો પરમ ધર્મ છે.

૪ સત્ય ગ્રહણ કરવામાં, અને અસત્ય છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઇએ.

૫ સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઇએ.

૬ સંસારનો ઉપકાર કરવો, અર્થાત્ શારીરિક, આત્મિક, અને સામાજીક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭ સર્વ સાથે પ્રીતિ પૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઇએ.

૮ અવિદ્યાનો નાશ, અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ.

૯ પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઇએ કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઇએ.

૧૦ સર્વ મનુષ્યોએ સામાજીક સર્વ હિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઇએ. અને પોતપોતાના હિતકારી નિયમમાંજ સ્વતંત્ર રહેવું જોઇએ.

## ॥ ओ३म् ॥
# સવિનય ભેટ.

સદરહુ પુસ્તક લખી બે હજાર નકલ છપાવી તેમાંથી પંદરસો નકલ " વેદ પ્રચાર ફંડ " માટે મુંબઈ આર્ય સમાજને ભેટ આપી, બાકીની પાંચસો નકલ સન્મિત્રોને મિત્રતાની, સ્નેહીઓને સ્નેહીપણાની, અને જીજ્ઞાસુઓને ધાર્મીકપણાની લાગણી માટે, ભેટ આપવા માટે રાખી છે.

શ્રીયુત માન્યવર મહાશય,

રા. રા. ____________________

____________________

ને ભેટ તરીકે મોકલાવેલ છે. તેને સ્વીકારી, વાંચી, મનન કરી, પ્રચાર કરી, કરાવી, કૃતાર્થ કરશો એવી આશા રાખું છું.

શ્રાવણ શુદી ૧.
વિક્રમાર્ક ૧૯૭૭.
દયાનન્દાબ્દ ૩૮.

લખનાર આપનો આર્ય બંધુ
વૈદ્ય રતીલાલ મૂળજીભાઇ આર્ય
ના સવિનય નમસ્તે.

ઠેકાણું ફરગ્યુસન રોડ, ખટારા (પ્લેનેટ) મીલ સામે,
લોઅર પરેલ,
મુંબઈ.

# ॥ ओ३म् ॥

# બે શબ્દો.

મહાશય પ્રિય પાઠકગણો ! સહજ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આવા ન્હાનકડા પુસ્તક માટે પ્રસ્તાવનાની શી જરૂર છે ? પરંતુ બંધુઓ ! મ્હારા મનની ઉર્મી મને સૂચવે છે કે મનને વાણી દ્વારા બહાર લાવી તે વાણીને કર્મમાં મૂકી દે માટેજ બે શબ્દો લખવાની રજા લઉં છું.

સજ્જન બંધુઓ ! હું વક્તા, કવિ, લેખક. કે વિદ્વાન હોવાનો દાવો કરતો નથી, પરંતુ આજ દિન સુધી મારા વાંચવામાં, વિચારવામાં, જે જે સામાજીક પુસ્તકો આવ્યાં છે, તેના સંસ્કારો મન ઉપર પડવાથી, અને ઇશ્વરની સંપૂર્ણ કૃપાથીજ લખવા મન પ્રેરાયું છે.

ધન્ય છે તે પરમ કૃપાળુ પરમાત્માને કે, જેની પ્રેરણા વડેજ જીંદગીની હયાતીમાં સ્વહાથે જે કાંઇ યથાશક્તિ દેશ સેવા બની શકે તે કરી લેવા મનમાં નિશ્ચય થયો. અને સદરહુ ન્હાનકડું પુસ્તક લખાયું. તેમાં કોઇની મદદ નહિ લેતાં યથાશક્તિ ખર્ચ કરી માત્ર બે હજાર પ્રત છપાવી, તેમાંથી ૫૦૦ નકલ સંબંધીઓ અને સન્મિત્રોને સ્નેહીપણાની યાદગીરી માટે ભેટ આપવા સારૂ રાખી, બાકીની તમામ પ્રત "વેદ પ્રચાર ફંડ"ને માટે મુંબઇ આર્ય સમાજને દાન તરીકે આપી દીધેલી છે કે જેથી તે પુસ્તકની કીંમત વેદ પ્રચાર ફંડમાં જાય.

આ જગ્યાએ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, મદદ અને દાન કરવા જેવી આજે અનેક ઉપયોગી સંસ્થાઓ છે, છતાં માત્ર "વેદ પ્રચાર ફંડ"ને માટેજ કાં પુસ્તકો અપાયાં ? તે પ્રશ્નના ઉત્તરમાં હું એટલું તો ચોક્કસ નિર્ભયપણે કહી શકીશ કે ભાઈઓ ! આપણે ઈતિહાસ દ્વારા સારી રીતે સમજી શકીયે છીએ કે જ્યાં સુધી

સમગ્ર ભારત વર્ષમાં શુદ્ધ વૈદિક ધર્મ પૂર્ણ પણે પ્રચલિત હતો, તે સમયમાં મહાશય આર્યબન્ધુઓનાં તન, મન, ધન, કેટલાં સબળ હતાં? આરોગ્યતા સાથ આયુષ્ય કેટલું લાંબુ હતું? આજના જેવી અનીતિ અને અત્યાચારો ક્યાં હતા? કહો કે આખો આર્યાવર્ત સુખી, અને જાહોજલાલીથી ભરપુર ભરેલો હતો.

પ્રિય બન્ધુઓ! અત્યારે જુદા જુદા સંપ્રદાયોં વાળાએ, જુદા જુદા, વાડાઓ બાંધી, શુદ્ધ વૈદિક ધર્મને વિસારવાથી, અમુક ધર્મ સારો,અને અમુક ધર્મ ખરાબ.એવીજ ગડમથલમાં પડવાથી. વૈદિક કાળમાં વૈદિક ધર્મના પ્રભાવે જે હજારો અને લાખો ગણું સુખ હતું, તે ગુમાવી બેશી, તેને બદલે અત્યારે તેનાથી ઉલટું હજારો અને લાખોગણું દુઃખ ભારતવાસી બન્ધુઓ ભોગવી પ્રત્યક્ષ અનુભવ કરી રહ્યા છે; અને તેથીજ ચોક્કસપણે નિર્ભય રીતે કહી શકાય કે વૈદિક ધર્મ કરતાં અમુક ધર્મ વિશેષ સારો છે. એમ કહેવું એ તો ચળકતા સૂર્યને અપ્રકાશમાન કહેવા સમાન છે. સાથે એટલું પણ ચોક્કસ કહી શકાય છે કે. ભલે અન્ય સંપ્રદાય વાળા બન્ધુઓ અત્યારે નહીં ગ્રહણ કરે, પરંતુ તેઓને ખાસ યાદ રાખવું જોઈએ કે પરિણામે સુખની આશા રાખવા વાળા સર્વ કોઇને આપણા શુદ્ધ આર્ય વૈદિક ધર્મનો સ્વીકાર કર્યા સીવાવ છુટ કોજ નથી. **सत्यमेव जयते नानृतम्।** સત્ય વગર ઉન્નતિની આશા, તે આશા નહિ પરંતુ નિરાશાજ છે. છેવટે સુજ્ઞ બંધુઓ! માત્ર એક જ વાક્ય કહું છું તે યાદ કરો **वेदोऽखिलो धर्ममूलम्।** માટેજ સર્વ સુજ્ઞ મહાશય આર્ય બન્ધુઓએ, વેદ પ્રચાર માટેજ યથાશકિત તન, મન, અને ધન, વિગેરે સાધનથી સંપૂર્ણ સહાય કરવી એ સર્વે આર્ય બન્ધુઓનો પરમ ધર્મ છે.

સંગીત લખવું એ અનુભવ અને અભ્યાસ વીના લખી શકાતું કારણ કે તેમાં કેટલાએક નીયમના દોષો આવી જવા સંભવ છે. માટે હું પ્રથમથીજ આપને વિદિત કરી ગયો છું કે, મારો કવિ હોવાનો દાવો નથી; છતાં પણ મારા અલ્પ અનુભવ અને અભ્યાસ પ્રમાણે કેટલાંક ઇશ્વર ભજન. અને દેશ સેવા વિગેરે વિષયોની

કવિતાઓ લખી તેમાં અલંકાર, ઝડ ઝમક, શબ્દોની વર્ણસગાઈ, અને પ્રાસ વિગેરેને માટે મારાથી બને તે પ્રયાસે મેં જાળવી રાખ્યાં છે. તેમજ આજ કાલ ઘણે ભાગે લપટ ઝપટ વાળા નાટકી રાગો લોકોને વિશેષ રૂચી કર થઈ પડ્યા છે, જેથી તેને અનુસરી કેટલીએક નાટકી રાગ વાળીજ કવિતાઓ લખવામાં આવી છે. પરંતુ આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી કોઇ જગ્યાએ દોષ દૃષ્ટિ આવે, તો માત્ર સારગ્રાહી બની દોષને દર ગુજર કરશો.

બે શબ્દો લખવાની બીજી ખાસ આવશ્યક્તા એ છે કે આજ કાલ અનેક જાતના સંપ્રદાય પ્રમાણે અનેક મત મતાન્તરો ચાલે છે; જેથી આ પુસ્તકની કવિતાઓમાં ઘણી ખરી જગ્યાએ તે મતાન્તરો વિરૂદ્ધ જેવા કે મૂર્તિપૂજાનિષેધ વિગેરે શબ્દો જ્યારે વાંચવામાં આવશે, ત્યારે તે બંધુઓ ક્રોધ કરશે. એવો સંભવ રહે છે. પરંતુ મને તો મારા આત્મા તરફથી જે ગુપ્ત નાદ મનમાં સંભળાય છે. તેનેજ વાણીમાં લાવી લખવા રૂપી કર્મને જાહેરમ ુમુકી દેવાય છે. આત્મઘાત કરવાનું મને રૂચતું નથી.

છતાં પણ મારા દેશબન્ધુઓને હું નમ્રતાપૂર્વક બે શબ્દો કહીશ, કે કવિતાઓમાં લખાએલા શબ્દોને વાંચી સ્થિર મને તેનું મનન કરી જો વ્યાજબી, સત્ય, અને આત્મપ્રિય, લાગે તો તેનું ગ્રહણ કરવું, અને અસત્ય લાગે તો ત્યજી દેવું. પરંતુ વિચાર્યા ને મનન કર્યા સિવાય ગમે તેવા અભિપ્રાય બાંધી દેવા તે કાર્ય મનુષ્યનું નથી. । **मत्वा कर्माणि करोति इति मनुष्यः** । વિચારી, મનન કરી, બુદ્ધિપૂર્વક જે કામ કરે છે, તેનેજ મનુષ્ય કહી શકાય છે.

છેવટે જગત નિયંતા પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે કે, મારા દેશી આર્ય બંધુઓના હૃદયમાં લખાએલા વિષયોને ગ્રહણ કરવાની શક્તિ આપી, સત્યનું ગ્રહણ ને અસત્યનો ત્યાગ કરવા સન્મતિ આપે, કે જેથી આ મારો પ્રથમ પ્રયાસ સફળ થયો માનીશ. **इत्योम् ॐ शान्तिः शान्तिः शान्तिः**

**લી. ભારતપુત્ર વૈદ્ય રતીલાલ મૂળજીભાઈ આર્ય.**
સ્થળ ફરગ્યુસન રોડ, ખટારા (પ્લેનેટ) મીલ સામે,
લોઅર પરેલ, મુંબઈ.

## ॥ ओ३म् ॥



# ग्रंथार्पण पत्रिका.

(રાગ—દોહરા.)

અર્પણ પુસ્તકને કરૂં, કોને એ વિચાર;
આવે ઉર્મી ઉર વિષે, શોધી કાઢું સાર. ૧

લખવા સાધન હાથનું, સાજું તાજું નોય;
તો કાગળ કલમો પછી, પકડે છે શું કોય? ૨

જોનારાં જે નેત્ર છે. લખતાં જે જોવાય;
નવ જોયા વીના કદિ. લખવા મન પ્રોવાય. ૩

એ ચક્ષુ તો બ્હારનાં. એ વીણ કદિ લખાય;
પણ અંતર ચક્ષુ વીના, કદિયે નહીં ભણાય. ૪

કદાચ એ સાધન વીના, ચલાવશે જન કોય;
પણ અંતર બુધ્ધિ વીના, વાણી વીમળ ન હોય. ૫

ઉર્મી ઉપજનાર જે, મગજ તણું છે સ્થાન;
તે મળીયું નવ હોત તો, કયાંથી આવત ભાન? ૬

દેનારો કિરતાર છે, મન વાણી ને જ્ઞાન;
અવયવ સહુ સાથે વળી, દે છે વિદ્યાદાન. ૭

સહુ મારી શક્તિ થકી, કદિ લખાયું હોત;
તો મિલ્કત મારી ગણી, અર્પ્યું અવરને હોત. ૮

એ મારી શકિત નથી, નવ વિદ્યા નવ ભાન;
એનો દાતા અન્ય છે, કરાવનારો જ્ઞાન. ૯

એ સાધન દાતા થકી, લખવા પ્રેર્યું મન;
માટે એ જગદીશને, દઉં હું તન મન ધન. ૧૦

તન મન ધન સહુ એહના, આપેલાં છે સર્વ;
તો પછી આ મેં કર્યું, એવો શાનો ગર્વ ? ૧૧

જે જેનું છે તેહને, આપો એવો ન્યાય;
તો અર્પી હું અવરને, કેમ કરૂં અન્યાય ? ૧૨

માટે હે સર્વેશ્વરા, અર્પું તુજને ગ્રંથ;
મન વાણી બુદ્ધિ કરો, નિર્મળ ને સુપંથ. ૧૩

એ અર્પણ મુજ પત્રિકા, છે મારી જગદીશ;
રતીલાલ અર્પણ કરે, સદા નમાવી શીશ. ૧૪

ॐ इश्वरार्पणमस्तु

ॐ शान्तिः शान्तिः शान्तिः



॥ ओ३म् ॥

# આર્ય શિરોમણિ

# સંગીતામૃત.

૧

## अथइश्वरोपासना.

(રાગ—ઝુલણા છંદ—પ્રભાત.)

પ્રથમ અક્ષરમાં લખનારની બહિર્લાપિકા છે.

હે પ્રભુ! હે પ્રભુ! અખિલ બ્રહ્માંડના,
નાથને નિત્ય હું પાય લાગું;
પ્રભુ સુણી પ્રાર્થના પાપ અમ પરહરો,
એજ વરદાન ભગવાન માગું. ૧

ભૂતળે ભૂપરે અષ્ટ દીશા અને,
આભમાં અથથી તુંજ ઈત્યે;
રહી સદા સર્વદા સર્વ વ્યાપક પ્રભુ,
અખિલ બ્રહ્માંડના નાથ નિત્યે. ૨

તિલ કણિ માત્ર પણ ઠામ નવ ઠાલી છે,
વિભુ વીના વિશ્વમાં કોઈ ઠામે;
લાગી સત્તા સર્વત્ર સર્વેશ્વરા,
વિશ્વપતિ વિશ્વમાં સર્વ ધામે. ૩

લહો નહીં અવગુણો દીન બાલક તણો,
દીનવત્સલ દયાનીધિ દેવા;
મુકીને હસ્ત મુજ શીશ આશીશ દો,
દો મુને જ્ઞાન તમ શરણ રહેવા. ૪

લહી શકું પાર શું હે પ્રભુ તમ તણો,
શુક સનકાદિકો કો ન પામ્યા;
જીવીત સુધી ઋષિમુનિઓ વેદથી,
નેતિ નેતિ વદીને વિરામ્યા. ૫

ભાવથી ભવપતિ ભકિતથી સદ્ગતિ,
આપશો એજ અભિલાષ રાખું;
ઈષ્ટ એ યોગ્યતા આપવી હાથ તુજ,
વિભુ વિના વિશ્વમાં ક્યાં હું ભાખું? ૬

ઠરવા તણું ઠામ તું મુકિત તણું સ્થાન તું,
સ્મરણુ હૃદયે ધરૂં નિત્ય તારૂં;
કરી દૂર નાથ દીન બાળ અજ્ઞાનને,
સ્નેહથી સાંભળો સ્તવન મારૂં ૭

રહો પ્રભુ હૃદયમાં, સાક્ષિ સર્વોત્તમા,
શરણુ રાખો મહારાજ મુને;
નિત્ય સાષ્ટાંગ નમી નાથ તમને કહું,
સવ થી શ્રેષ્ટ માનું હું તુને. ૮

પ્રાર્થના સુણી પ્રતિપાલના પ્રભુ કરો,
વિઘ્ન આપત્તિ સર્વે વિદારો;
રક્ષા કર હરહરિ ત્રિવિધિનાં તાપથી,
દાસનાં દોષને રે વિદારો. ૯

થશો પ્રભુ સ્હાય ભય આપત્તિ કષ્ટમાં,
સ્મરણુ હૃદયે ધરી નિત્ય વંદુ;
નાથના નાથને નિત્ય નિત્યે નમું,
નમ્ર ભાવે સદા ન્યાયસિંધુ! ૧૦

નેમ નીતિ થકી સત્ય ઉપાસના,
અન્ય આધાર નહીં કોઇ મારે;

સર્વ અપરાધ કર માફ સર્વેશ્વરા,
પાપ કરવા ક્ષમા હાથ તારે. ૧૧

ફરી ફરી નમી નમી વંદુ વિશ્વેશ્વરા,
ત્રિવિધિનાં તાપ ભય કો નીવારે;
લપટું લમ્પટ થઈ વિષય મોહાબ્ધિમાં,
મ્લેચ્છ વીચાર કર દૂર ત્યારે. ૧૨

કરી કૃપા નાથ મુજ વૃત્તિ સુધારશો,
નહિતર શી ગતિ નાથ થાશે ?
રોગ દોષો હણી, કર કૃપા અતિ ઘણી,
મુકત થઈ મુકિત માર્ગે જવાશે. ૧૩

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિ કરી,
કર પ્રભુ ક્ષેમ કલ્યાણદાતા;
સ્તવન રતીલાલનું સ્નેહથી સાંભળી,
મુકિત આનન્દ દો જગતત્રાતા. ૧૪



૨

## ઇશ્વર સ્તુતિ.

(રાગ—સીંહાનો કનરો.)

ૐ પરમાત્મા, વિભુ વરદાતા, કર સુખ શાતા, તું પીતુ માતા. ૐ ૧
વિપત્તિ વિદારણ, છો પ્રભુ તારણ, દોષ નીવારણ, ત્રિગુણ ત્રાતા. ૐ ૨
સેવક સ્થાપો, આનન્દ આપો, કષ્ટને કાપો, વિશ્વ વિધાતા. ૐ ૩
રતી કૃતી આજે રચવા કાજે, સ્હાય તું થાજે હે સુખ દાતા. ૐ ૪



૩

## ઇશ્વર સ્તુતિ.

(રાગ—ગઝલ.)

અજર અમર પ્રભુ તું પીતુ માતા,
અમો આર્યો કરીએ વિનતિ હે દાતા! અજર. ૧

અન્યાય અનીતિ અને અકુશળતા,
વીદારી વધારો અમારી કુશળતા. અજર. ૨

સંપ સુધારો સેવકનો વધારો,
કાપો કૃપા કરી કુસંપી કુધારો. અજર. ૩

રતીલાલની દીન વિનતિ સ્વીકારી,
આર્યોને આપો સદા શાન્તિ સારી. અજર. ૪



૪

## અહો આર્યો ઉઠો જાગો.

(રાગ—કવ્વાલી.)

અઘોરી ઉંઘને ત્યાગો, અહો આર્યો ઉઠો જાગો. ટેક.

आलस्यंहि मनुष्याणां, शरीरस्थो महारिपुः;
શ્રુતિ એ લક્ષમાં ધારો, અહો આર્યો ઉઠો જાગો. ૧

ઉઠોને હિન્દના હીરા, શુરા ને કર્મના વીરા;
ઉઠી શુભ કર્મમાં લાગો, અહો આર્યો ઉઠો જાગો. ૨

અવિદ્યાનું અતી અજ્ઞાન, છાયાથી ભુલાયું ભાન;
સુધારો દઈ સુવિદ્યા દાન, અહો આર્યો ઉઠો જાગો. ૩

કુસંગી પાખંડીયોને, જમાનો આજ જૂદો છે;
બતાવી મુખથી ભાંખો, અહો આર્યો ઉઠો જાગો. ૪

ઉઠાવી વેદનો ઝુંડો, નસાડો ધર્મ જે ભુંડો;
પ્રમાણો આપી ભ્રમ ભાંગો, અહો આર્યો ઉઠો જાગો. ૫

વાયરો એ ગયો વીતી, વહેમી ને અવિદ્યાનો;
જમાનો આજ વિદ્યાનો, અહો આર્યો ઉઠો જાગો. ૬

સનાતન ધર્મનો સદ્બોધ, આપી શાસ્ત્ર જ્ઞાનેથી;
અવિદ્યાને ઉડાવી દો, અહો આર્યો ઉઠો જાગો. ૭

વીરોધી ને વહેમીના, કરોડો બંડની સામે;
ઝુકાવો શસ્ત્ર લઇ વેદો, અહો આર્યો ઉઠો જાગો. ૮

न तस्य प्रतिमास्ति, બને શી રીત તે મૂર્તિ ?
ધતીંગો ધર્મના ઢાંકો, અહો આર્યો ઉઠો જાગો. ૯

રતીલાલની ઉર્મી, જગાડે આર્ય ભ્રાતાને;
પ્રભુની સ્હાયતા માગો, અહો આર્યો ઉઠો જાગો. ૧૦



૫

## આર્યોની ધર્મસભા ભરી કરવાનાં કાર્યો.

(રાગ–થયા છો રે પતિ તેજ પ્યારી તનના.)

અહો આર્યો, બન્ધુ સહુ આવો, ધર્મસભા ભરીએ,
ધર્મસભા ભરીએ, કાર્યો ઉપકારી કરીએ. અહો આર્યો. ૧

પ્રાચીન રીત સુઆર્યાવર્તની, જે વીસરાણી આજ,
તે લાવો–સહુ આર્યો–મન ભાવો–સહુ આવો;
સર્વોત્તમ સુરીત પુરાતન, તે હાથે ધરીએ. અહો આર્યો. ૨

બ્રહ્મચર્યનું વ્રત લોપાયું, બળહિણુ બનીયા આજ,
નવબુદ્ધિ–અનુદ્યોગી–બહુ રોગી–થયા ભોગી;
બાલલગ્ન ઝટ બંધ કરાવા, શીખ સાચી દઇએ. અહો આર્યો. ૩

પ્રાચીન શીક્ષણ રાષ્ટ્ર તજાયું, પ્રજા પરાધીન આજ,
એ રોકો–સત્ય શીખો–સહુ લોકો–ધામિ કો;
ઠામ ઠામ ગુરૂકુળને સ્થાપી, સદ્વિદ્યા ભરીએ. અહો આર્યો. ૪

બાર વર્ષની બાળ બીચારી, બાસઠના વરરાજ,
એ કાજે–નવ છાજે–સુખ ત્યાગે–દુઃખ જાગે;
બાળરાંડ બની રહે બીચારી, તે દુઃખ દૂર કરીએ. અહો આર્યો. ૫

પતિ કરે બીજી પત્ની પણ, પત્નીના છે ભોગ,
એ કયાંની–રીત શાની–નાદાની–અતિ હાની;
સર્વેના સરખા હક ગણીને, યથાયોગ્ય કરીએ. અહો આર્યો. ૬

ચાર વર્ણના અઢાર કીધા, અઢાર છ ગણા આજ,
નવ ફત્તે–એ રીતે–સંપ તુટે–કહું સત્યે;
ત્યાગ કરી કુધારો પાછા, ચાર વર્ણ કરીએ. અહો આર્યો. ૭

અનેક પંથો અનેક ગ્રંથો, સંપ્રદાયના આજ,
બ્હેકાવ્યા–ડુભાવ્યા–શરમાવ્યા–ભુલાવ્યા;
વેદ પ્રચારક બની ઉપદેશક, દુર્મતિ દૂર કરીએ. અહો આર્યો. ૮

જડ ધાતુ પત્થર પૂજાવ્યા, કહીને એ ભગવાન,
હવે જાગો–ઉંઘ ત્યાગો–ભ્રમ ભાંગો–સુખ માગો;
ભ્રમ ભાંગી સર્વે સચ્ચિદા, નંદ સદા સ્મરીએ. અહો આર્યો. ૯

સર્વ અવિદ્યાથી સપડાયા, થયા પરાધીન આજ,
એ નીરખી–સૌ પરખી–મન હરખી–લ્યો શીખી;
સદ્વિદ્યામાં સર્વ સમાયું, લઇને મન ઠરીએ. અહો આર્યો. ૧૦

સર્વે શિક્ષા સદ્વિદ્યામાં ભરેલ છે ભરપુર,
સુખકારી–દુઃખહારી–મન ધારી–વીચારી;
સદ્વિદ્યા દે સર્વ સુધારી, તેને મન ભરીએ. અહો આર્યો. ૧૧

ગ્રંથ ભણો સત્યાર્થ પ્રકાશક, સૂણી સૂણાવો આજ,
શુદ્ધિથી–બુદ્ધિથી–રિદ્ધિથી–સિદ્ધિથી;
સ્વામી દયાનંદે સમજાવ્યું, ભાવ થકી ભણીએ. અહો આર્યો. ૧૨

રાજ્ય વ્યવસ્થા અને કાયદા જે બીગડ્યા છે આજ,
સુધારો–કુધારો–અકારો–વીદારો;
આપી પ્રમાણુ મનુસ્મૃતિ કેરૂં, રાજ્ય સભા ભરીએ. અહો. ૧૩

ક્લેશ સુધારો, સંપ વધારો, ધર્મસભા ધારી,
દુઃખ ટળશે–દી વળશે–સુખ મળશે–સહુ ફળશે;
સત્યાગ્રહ શુભ મહામંત્રને, ઉર સહુ ભરીએ. અહા આર્યો. ૧૪

સ્વરાજ્યની સાચી ચાવી છે, સદ્વિદ્યા ભાઈ.
સુખકારક–સૂધારક–દુઃખનાશક–બેલાશક;
રતીલાલ કરી વીજય વીજય, સુખ સ્વરાજ્યનું લઇએ.
અહો આર્યો. ૧૫



૬

## આજે આર્યોની શું કથની કહું ?

(રાગ–શું કહું કથની મારી રાજ, શુ કહુ કથની મારી.)

શું કહું કથની આજે આર્ય! શું કહું કથની આજે? ટેક.
કહ્યા વિણુ દિલડું દાઝે આર્ય! શું કહું કથની આજે. શું કહું? ૧

શુદ્ધ સનાતન વૈદિક ધર્મો, કર્મો સહુ લોપાયાં
આજે અધર્મો અને કુકર્મોની જાળે સપડાયા આર્ય! શું કહું? ૨

આ ઉંચા આ નીચા એવા, અનેક વર્ણ કરાવ્યા,
એથી કુસંપે કુટ પડ્યાથી, ગુલામ પદવી લાવ્યા આર્ય! શું કહું? ૩

ઢીંગલી ને ઢીંગલાના વીવાહ, બાળક બુદ્ધિ કરાવ્યા.
પૂરાતનના સાચા સ્વયંવર, આજ કાજ નવ આવ્યા આર્ય! શું? ૪

*માતપીતા આચાર્યો સાચાં, તે દેવો સમજાવ્યા,
ધાતુ પત્થર દેવ બનાવ્યા, સાચાને વીસરાવ્યા આર્ય! શું કહું? ૫

*मातृ–देवो भव । पितृ–देवो भव । आचार्य–देवो भव ।

આર્ય નામથી ભડકી ભાગ્યા, હિન્દુથી હરખાયા,
"પરભાષામાં હિન્દુ અર્થો-ડાકુ ચોર લખાયા" આર્ય! શું કહું? ૬

"न तस्य प्रतिमास्ति" એવી, વેદ તણી છે વાણી,
કોણ જાણે એ કયાંથી લાવ્યા, અમૂર્ત મૂર્તિ તાણી આર્ય! શું? ૭

અરેરે ભાઈઓ સમજો શાણા, ઘણે દુઃખે ઘેરાણા,
સ્વામી દયાનંદે સમજાવી, કીધા આર્યો શાણા આર્ય! શું કહું? ૮

ધન્ય ધન્ય ઓ સ્વામી મારા, ગાઉં ગુણ હું તારા,
રતીલાલ કહે પુનરોદ્ધારી, ધર્મ તણા કરનારા આર્ય! શું કહું? ૯



૭

## જીન્દગાની વ્યર્થ વીતાવી.

(રાગ—આવરદા વ્યર્થ વીતાવી.)

જીન્દગાની વ્યર્થ વીતાવી; (૨) ટેક.
મનુષ્ય દેહ મજાનો મળીયો છતાં ન સમજણ આવી. જીંદગાની. ૧

વીધ વીધ જાતની વિદ્યા સઘળી, ભણ્યો ન ભાવ ધરાવી;
પંડિતની પંકિતમાં નાવ્યો, શાસ્ત્ર વિચાર ન લાવી. જીંદગાની. ૨

બ્રહ્મચર્યનું વ્રત નવ પાળ્યું, દેહ ન દિવ્ય બનાવી;
જોર શૌર્યનો લ્હાવ ન લીધો, વ્યર્થ વીર્ય ઉડાવી. જીંદગાની. ૩

શીલ ગુણ રૂપ વય સ્વભાવે, જો, નારી નગુણી આવી;
કલેશ કરાવે સદા કર્કશા, દુઃખથી દીયે દબાવી. જીંદગાની. ૪

રહી પ્રમાણિક વ્યાપારેથી, લક્ષ્મી નહીં વસાવી;
નિર્ધન સ્થિતિમાં સર્વે; આયુષ્ય ગાળી તાવી. જીંદગાની. ૫

કદી રળ્યો લક્ષ્મી તોપણ શું? નહીં ઉપયોગે આવી;
મખ્ખીચૂસ બનીને બેઠો, ધનમાં ધ્યાન લગાવી. જીંદગાની. ૬

ખાધા નહિ ઇચ્છિત મન મેવા, કદી પકવાન બનાવી;
તો પછી પરમારથમાં એ શું, ખરચે પાઈ તજાવી. જીંદગાની. ૭

અલંકાર સહ રસ ચારેનું, સંગીત નહીં બનાવી;
હાસ્ય વીર શૃંગાર કરૂણા, ની કવિતા ન સુણાવી. જીંદગાની. ૮

એ સહુ કારણ નહીં થાવાથી, જીંદગી વ્યર્થ વીતાવી;
પણ મોટું કારણ છે બાકી, હવે દઉં સુણાવી. જીંદગાની. ૯

જે કારણને માટ મળ્યો છે, દેહ મનુષ્યે આવી;
સાર્થક જો કદીયે નવ થાયે, મળશે જેવું ભાવી. જીંદગાની. ૧૦

તન મન ધન બુદ્ધિ સહુ દીધાં, મનુષ્ય જન્મે લાવી;
એ ઉપકાર ઘણો કીરતાર, વિચાર દીધો વિસરાવી. જીંદગાની. ૧૧

જે વયમાં જેવું ઘટતું તે, કરે વિચાર ન લાવી;
હર વખતે રહે અંતર માંહી, ઇશ્વરને વીસરાવી. જીંદગાની. ૧૨

જ્ઞાન ભાન ને સત્કર્મોની, વેળ દીધી વીતાવી;
પર ઉપકારો પણ નવ સાધ્યા, જીંદગી દીધી ઉડાવી. જીંદગાની. ૧૩

રતીલાલ કહે ફરજ ન કરશો, અદા મનુષ્યે આવી;
તો ધોબીના કુત્તા જેવો, આવ્યો અવની માંહી. જીંદગાની. ૧૪



૮

## દારૂ નિષેધક.

(રાગ—મને સહાય કરશે મુરારી રે.)

ભાઈ દારૂને ધારી, દુ:ખકારી રે, વાત મારી લે. ઉરમાં ઉતારી. ટેક.
ઉરમાં ઉતારી, સુશિક્ષા અમારી, સુખ પામો સહુ નરનારી. ભાઈ. ૧

રોગી બનાવે, સુખો વીસરાવે, દીન દારિદ્રતા શીઘ્ર લાવે.
એજ મદિરા, એ દેનારી, અલ્પાયુષી કરનારી. ભાઈ. ૨

હોજરી પકાવી, દે ફેફસાં સડાવી, વળી ખોં ખોં ખોં, ખાંસી કરનારી
ક્ષય વિગેરે, રોગકારી, દેશે કમોતથી મારી. ભાઈ. ૩

મુખ થકી રામ કહી, ભકત રામના થઈ, કૃત્ય શું કરો છો આ અસુરી?
નિંદ્ય રાવણ, કર્મ ધારી, થાશે દશા શી તમારી? ભાઈ. ૪

પરવશ કરાવી, દે દુઃખમાં ડુબાવી, ધર્મ કર્મને દે વીસરાવી
હાય! એવી, હાનીકારી, મુકો મદિરા વિચારી. ભાઈ. ૫

ધર્મો ભુલાવે ને, કર્મો ચુકાવે, જાય મદન શરણ એ વીકારી
નીશો નહીં, પીછાને નારી, હશે કે બ્હેનો એ મારી. ભાઈ. ૬

પીશે શરાબ, એનાં ખાનાં ખરાબ. બને "ઉલ્લુ સાહેબ" અવિચારી
શુદ્ધિ બુદ્ધિ, સૌ વિસારી, કરશે કુકૃત્યો કુચારી. ભાઈ. ૭

સ્વરાજ સુખકાજ, આજે ફરે છે, પણ, મુકે જો મદ્યને વિસારી
ગાંધીજીનાં વેણ ધારો, લેને થાશે સુખકારી. ભાઈ. ૮

અનેક અનર્થ દારૂથી થાશે, વળી સજ્જન સ્નેહ વીસરાશે
માટે શિક્ષા, સારી ધારી, લે રતીલાલની વિચારી. ભાઈ. ૯



૯

## ગૌરક્ષણ—ગાયોનો અત્યુપકાર.

(રાગ–મહેતાજી રે શું મહીનું મૂલ બતાવું?)

ગુણવંતી રે, ગાય ગરીબ બીચારી, વળી સૌ જનને સુખકારી;
હિતકારી રે, એ અતિશે ઉપકારી, નથી પક્ષપાત કરનારી. ૧

(ઝુલ) ભલે હોય ગમે તે વતની રે,
વળી હીન્દુ કે મુસલમાની રે,
કદિ પારસી કીરીસ્થાની રે,

સૌ સરખા રે, ગણીને પય પાનારી, નથી પક્ષપાત કરનારી. ૨

સુખદાતા રે, માતા થકી અદકી છે, ધન ધાન્ય સહુ એ થકી છે.
(ઝુલ) જનમે છે બાળક જ્યારે રે,
પય પાન માતૃ દે ત્યારે રે,
પણ વર્ષ થકી ન વધારે રે,
ગૌ માતા રે, જીંદગીભર નક્કી છે, ધન ધાન્ય સહુ એ થકી છે. ૩

ગુણ ગણતાં રે, પાર ન આવે જેનો. કરી જુઓ વિચાર જ એનો.
(ઝુલ) ગૌ મૂત્ર અતિ હિતકારી રે,
દરદો દે દુષ્ટ વિદારી રે,
કરી દે શરીરે સુખકારી રે,
દુઃખહારી રે, જગત તણી છે તેનો, કરી જુઓ વિચારજ એનો. ૪

તન તેના રે, બળદ ગળે હળ ધારી, કરે ખેતી અતિ સુખકારી.
(ઝુલ) કરી દિવસ રાત મજુરી રે,
પકવે અન્ન એ ઉપકારી રે,
વળી કપાસ અતિ હિતકારી રે,
દે ઠારી રે, અન્ન વસ્ત્રોથી ભારી, કરે ખેતી અતિ સુખકારી! ૫

એ જીવતાં રે, બજવી સેવ તમારી, અરે મુવા છતાં ઉપકારી.
(ઝુલ) બહુ ચર્મ કામમાં આવે રે,
પગ બુટ સપાટ કરાવે રે,
પગ રક્ષણ એથી કરાયે રે,
એ ભારી રે, જો પરહિત કરનારી, અરે મુવા છતાં ઉપકારી. ૬

ભારતજન રે, એ ઉપકાર વીસારી, કદી બનશો ના અપકારી.
(ઝુલ) અપકાર ઉપર ઉપકારી રે,
એ ધર્મ પ્રમાણુ વિચારી રે,
અપકાર ઉપર ઉપકારી રે,
જે કરશે રે, તેજ સુધર્માચારી, કદી બનશો ના અપકારી. ૭

અરે હોયે રે, અતિ ઉપકારો જેના, વિસરી છેદે અંગ એનાં!
(ઝુલ) હઉં તેને શું ઉપનામો રે?
રાવણ રાક્ષસનાં કામો રે!
કે હશે કંસ એ મામો રે?
મન ધારી રે, કર વિચારજ તેના, વીસરી છેદો અંગ એનાં! ૮

મુકીને રે, દુધ, દહીં, ઘી, મલાઈ, ભક્ષો કાં માંસ ઓ ભાઈ?
(ઝુલ) રતીલાલ વિનતિ ધરીને રે,
મન માંહી વિચાર કરીને રે,
તજી દેને કુભક્ષ ગણીને રે,
જો હોયે રે, આશા સુખની કાંઇ, ભક્ષો કાં માંસ ઓ ભાઈ? ૮



૧૦

## વિદ્યા

### शार्दुलविक्रीडित छंद.

विद्यानाम नरस्यरूपमधिकं प्रच्छन्नगुप्तं धनं ।
विद्या भोगकरीयशः सुखकरी विद्यागुरुणां गुरुः ॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं ।
विद्याराजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥

ઉપરના શ્લોકનો ભાવાર્થ.

(રાગ—દીંડી.)

વિદ્યા નૂર થકી નર અધિક શોભાયે,
વિદ્યા જાહેર ને ગુપ્ત ધન ગણાયે;
વિદ્યા સુખ ભોગ યશ સહુ અપાવે,
વિદ્યા ગુરૂ થકી પણ અધિક એ બનાવે. ૧

વિદ્યા બંધુ રૂપ છે વિદેશ માંહે,
વિદ્યા આપે અતિ દૈવત મન માંહિ;
વિદ્યાવાન રાજ કાજમાં પૂજાયે,
વિદ્યા વીણુ નર ખર પશુ ગણાયે. ૨

વિદ્યા સર્વ, રિદ્ધિ, સિદ્ધિ, બુદ્ધિ, દાતા,
સાન, ભાન, જ્ઞાન, માનની, એ માતા;
વિદ્યાવાન તણા ભાગ્યની વિધાતા,
રતીલાલ કહે આપે સુખ શાતા. ૩



૧૧

## ઇશ્વરજ મારૂં સર્વસ્વ છે.

त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥

ઉપરના શ્લોકનો ભાવાર્થ.

(રાગ–ભુજંગી)

મને જન્મની આપનારી તું માતા,
પ્રીતે પાળીને પોષનારો તું પીતા;
વળી ભ્રાત નિશ્ચેજ છો તું અમારો,
સહુ મિત્રમાં શ્રેષ્ટ તું મિત્ર સારો. ૧

સહુના થકી શ્રેષ્ઠ વિદ્યા તું મારી,
વળી દ્રવ્ય તું પૂર્ણ ભંડાર ભારી;
સરવસ્વ મારૂં તું દેવાધિદેવા,
રતીલાલ માગે સદા તારી સેવા. ૨



૧૨

## પ્રાણીમાત્ર કરતાં મનુષ્ય અધિક શાથી?

(રાગ—હરિગીત.)

માનવ અને જીવ જંતુ પ્રાણી માત્રમાં જે ગુણ રહ્યા,
આહાર, નિદ્રા, ભય, અને મૈથુન, એ, મુનીયે કહ્યા. ૧

સમ ગુણ પ્રાણી માત્રમાં, ચારે રહ્યા સરખા સદા,
પણ મનુષ્યમાં બુદ્ધિ અધિકી જ્ઞાન વિભુ આપે બધા. ૨

તેથી કહે જ્યાં નવ રવિ ત્યાં પહોંચશે જન જે કવિ,
રતીલાલ કે' નવ રવિ કવિ ત્યાં પહોંચશે જન અનુભવી. ૩



૧૩

## કહો આર્યનું હિત શી રીત થાયે?

(રાગ—ભુજંગી.)

અહો આર્ય બંધુ મુરબ્બી અમારા,
કરૂં વિનતિ ઉર ધારો તમારા;
સહુના હૃદે પ્રશ્ન જો એ કરાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૧

એ પ્રશ્નને પોષવામાં તમારૂં,
સદા આપશો ધ્યાન હું એજ ધારૂં;
કદિ પ્રશ્ન આ ચિત્તમાં ના મુકાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૨

શુભાશુભ વેળા કરી જ્ઞાતિ મેળા,
કરાવો ભલે વાહવા તેજ વેળા;
પરંતુ કદી દાન વિદ્યા ન થાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૩

સભા સેંકડો જો કદાપિ ભરાયે,
અને ભાષણો જોરથી જો કરાયે;
કદિ કાર્ય જો કર્મમાં ના મુકાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૪

અરે વિક્ર કન્યા તણો જો કરાયે,
વળી એજ રીતે વરો વિક્ર થાયે;
બહુ બાળ લગ્નો સદાયે કરાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૫

કજોડાં કરે છે સહુ સ્વાર્થી લોકો,
કરી કાયદા એ અનાચાર રોકો;
અનાચાર એ જો કદી ના કઢાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૬

ભણાવી ગણાવી કરો ભાગ્યશાળી,
બનાવો બહુ બાળને બુદ્ધિશાળી;
ભણાવા મહીં લક્ષ જો ના અપાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૭

વિદ્યા ગુરૂની ગુરૂ છે પ્રમાણો,
વિદ્યાત્પરં દૈવતં સર્વ જાણો;
વિદ્યાવિહિનઃ પશુ તો થવાયે.
કહો આર્યનું હિત શી રીત થાયે? ૮

કદિ આર્ય માંહી મતિભેદ થાયે,
મળી પંચ ને આપવો શુદ્ધ ન્યાયે;
પરંતુ કદિ કોરટે જો ચડાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે? ૯

ભરી બુદ્ધિવાનો તણી મંડળી ને,
કરો કાર્યસુ નિત્ય સાથે મળીને;

કરો દ્વેષ ને મંડળી ના ભરાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે ? ૧૦

સહુ ચાલમાંથી કરીને સુધારા,
કરો દૂર લાગે અતિ જે કુધારા;
કુધારો કદી દૂર જો ના કરાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે ? ૧૧

ઉદ્ધારની પ્રાર્થના સર્વ પ્રત્યે,
લખું સર્વ આર્યો તણાં હીત અર્થે;
લખેલા કદી નિયમો ના પળાયે,
કહો આર્યનું હિત શી રીત થાયે ? ૧૨

રતીલાલની ઉર્મી લક્ષેજ લેશો,
કદી હોય જો યોગ્ય આશીષ દેશો;
સહુ આર્ય આ રીત ધારે સદાએ,
તદા આર્યનું હિત આ રીત થાયે. ૧૩



૧૪

## મુર્તિ પૂજાવનારને બે શબ્દો.

### પ્રથમ અક્ષરમાં લખનારની બહિર્લાપિકા છે.

(રાગ—ઝુલ્ણા છંદ.)

મૂરખ માનવ મુર્તિ એજ પ્રભુ સમજાવે,
લમ્પટ લક્ષ્મી મેળવવા એ વેષ ભજાવે.
જીવન નીજને માટ ભોગના થાળ કરાવે,
ભાન વગરનાં એહ અલંકારોજ ધરાવે.
ઇચ્છા નીજની સાધવા, અનેક લીલાઓ કરે,
ભુલાવી સદ્ધર્મને, પાખંડ પંડ્યાજી કરે.

લાભ સ્વાર્થ ને વૈભવ મેળવવાનો ધંધો,
ભાન જ્ઞાનને સાન હિણુનો કરશે અંધો.
ઇચ્છિત વસ્તુ મેળવવા પાખંડ રચાવે,
ઠરવી ઈશ્વિરકાજ સહુ ચીજો મંગાવે.
કહું જગત સ્વામી તને, કઇ વસ્તુની ન્યૂન છે?
રતીલાલ કહે એ બધી, પાખંડોની ધૂન છે.

"न तस्य प्रतिमास्ति" એ છે વેદજ વાણી,
શી રીતે અમૂર્ત તણી પછી મૂર્તિ જાણી.
જડ મૂર્તિનું ધ્યાન ધરૂં જો મનમાં હું તો,
તેનાં કરતાં કારીગરનું નામ લહું તો.
અચરત થઈ મુખે ભણું, ઓ કારીગર ધન્યછે,
પણ વળી એ કારીગરો, નો કારીગર અન્ય છે.
કારીગર તો કાષ્ઠ અને પાષાણુ તણી તો,
પણ તું તો કરતા જીવન ચૈતન્ય ધણી છો.
માટે એ મોટા કારીગરને વિચારૂં,
ધન્ય ધન્ય છે વાહ અરે મુખ હું ઉચ્ચારૂં.
ઓ કારીગર જગતના, શી કારીગરી કરી?
રતીલાલ કહે તુજને, વીસરૂં નવ હું કદી ફરી.



૧૫

## જુગાર નિષેધક.

(રાગ—બીગરી કોન સુધારે નાથ બીના.)

**પ્રથમ અક્ષરમાં લખનારની બહિર્લાપિકા છે.**

રમશો ના જુંગાર યાર, તમે રમશો ના જુગારે રે. ટેક.
તીરસ્કાર ભરી બદી જે છે, લ્યો તે શું સ્વીકારી રે?
લાજકાજ ધન ધામ મુકાવે, કેકે મૂકી નારી રે.
રમશો ના. ૧

લપટ્યા નળ પાંડવ મહારાજા, મુકયાં રાજને પ્યારી રે,
મૂક મમત જન મુજ શીખ ધારી, તેથી નથી તું ભારી રે.
રમશો ના. ૨

લગની લાગે સહુ સુખ ભાગે, સમજ સમજ અવિચારી રે,
જીત્યાં દામ છતાં પણ જાયે, અમૂલ્ય ઇજ્જત હારી રે.
રમશો ના. ૩

ભાઈ ભાંડુને સગાં સહોદર, કરશે ના ઇતબારી રે,
ઈન્સાફી કૉરટ પણ આપે, જેલ, દંડ, દુઃખકારી રે.
રમશો ના. ૪

ઠપકા મળશે, સુખો ટળશે, દુઃખો મળશે, ભારી રે,
કરમ તણો પછી શાને દે છે, દોષ અરે અવિચારી રે.
રમશો ના. ૫

રતીલાલ મુળજી નિસ્પ્રેહી શિખ દે છે સુખકારી રે,
હતભાગી જો તું નવ સમજે, તો ધિક્કાર જુગારી રે.
રમશો ના. ૬



૧૯

## જો રમો જુગાર, તો ઘરબાર સર્વે પોબાર.

(રાગ—કુંડળીયા.)

જુગારમાં શું સાર છે, જુવો વિચારી યાર,
તન, મન, ધન, ઇજ્જત થશે પાસાથી પોબાર,
પાસાથી પોબાર, થશે સહુનાં ઘરબારો,
વળી થાશે પોબાર, સજ્જનના સ્નેહ વિચારો.
દ્યૂત વિદ્યા યમ દૂત છે, નાખે તે નર્કે સહી,
રતીલાલ મુળજી કહે, જુગાર કો ખેલો નહી.



૧૭

## ઇશ્વરસ્મરણ.

(રાગ–હું ભજન કરીશ હરિનું.)

સાચું સ્મરણ છે શ્રી હરિનું સદાય ચિત્તે. ટેક.
આ ભવ પરભવ ભટકી આવ્યો, મનુષ્ય જન્મે વેષ ધારી,
સ્મરણ છે. ૧
સ્મરણ રસનાએ કદિ કીરતારનું તેં નવ કર્યું,
પણ પીંડને પાપી કર્યાંમાં દીલડું પાપે ભર્યું;
મનુષ્યાવતાર મૂરખ મળ્યો ભજી લે ભલા ભગવાનને,
ફરી જન્મ ધરવા નવ નવા મૂકાવશે ધર ધ્યાનને.
સ્મરણ છે. ૨
નવ માનતો કર નજર ગણ જો કેટલા અવતાર છે,
પશુ પંખી જંતુ જાતમાં પણ નર અને કોઈ નાર છે;
તેવો વખત તુજ શીર છે તે ટાળી લે આરામને,
રતીલાલ શુદ્ધ ચિત્તે સદા કર રટણ શ્રી ભગવાનને.
સ્મરણ છે.



૧૮

## માનવી કોણ માત્ર છે ?

(છપા.)

ઉગે ભાણ પ્રભાત, જુવો સાંઝે આથમશે.
રાત્રીનો જે ચંદ્ર, પ્રભાતે ઝાંખો પડશે.
શીતળ છાંયા જ્યાંય, તપે તડકા સમ તડકો.
સ્થળમાં સમુદ્ર થાય, થાય જળ માંહી ખડકો.
ચડે પડે અવની વિષે, દેવ અને વળી દાનવી,
રતીલાલ કહે તો પછી કોણ માત્રમાં માનવી?



૧૯

## પાખંડ પૂજકોને બે શબ્દો.

(રાગ—હરિ ભજન વીના દુઃખ દરીયા.)

જન પાપીડા, પાખંડ પૂજ્યે તુજ ઉદ્ધાર નહીં થશે,
મન મુરખડા, મન શુદ્ધિથી મોક્ષ માર્ગ માંહીં જશે. ટેક.

ન્હાવું ધોવું પુણ્ય તેં માન્યું, લઇ કંકુ ને ટીલું તાણ્યું;
અંતર નવ શુદ્ધ કરી જાણ્યું. જન પાપીડા. ૧

કરી ઘૃતની જ્યોત તેં મુખ સામી, દેખાડવા દંભ નહીં ખામી;
દીલડું તુજ છે કપટી કામી. જન પાપીડા. ૨

લઈ આરસી વાળ બહુ ઓળ્યા, સુગંધી તેલમાં તેં બોળ્યા;
ટીલાં ટપકાં કરી મન ડોળ્યાં. જન પાપીડા. ૩

મુખ રામ રટણ કર માળા લઇ, બગ ભક્ત બન્યો દેખાવ દઈ;
અંતર હોળી તો કંઇ નવ ગઈ. જન પાપીડા. ૪

ગૌમુખીને કરમાં ઝાલી, માળા મણકા તેમાં ઘાલી;
ચિત્તમાં શી વાત રહી ચાલી? જન પાપીડા. ૫

દરશન કરવા મંદિર ચાલ્યો, લટકાળો લાલ બનીને મ્હાલ્યો;
તજી પ્રભુ પાપીપંથ તેં ઝાલ્યો. જન પાપીડા. ૬

મન માન્યું તેં કો નવ ન્યાળે, પણ વિશ્વપતિ સઘળું ભાળે;
છે વ્યાપક સર્વ સહુ કાળે. જન પાપીડા. ૭

માટે મન ચેતી લે પ્રાણી, કર શુદ્ધ દીલ મુજ સુણ વાણી;
રતીલાલ કહે ઘાંટો તાણી. જન પાપીડા. ૮



૨૦

# ગુરૂજી સૌ બની બેઠા.

(દોહરા.)

ધન ધન ધન ભારત ભૂમિ, જન્મ્યા ઋષિ મુનિ જન;
તન મન ધન વિદ્યા તણું, દીયે દાન ગુરૂ ધન્ય. ૧

અરેરે! એ ભારત ભૂમિ, ક્યાં એ ઋષિ મુનિ જન?
આજે ગુરૂજી તો થયા, હરવા તન મન ધન. ૨

(રાગ–કવ્વાલી.)

અહો આજે ભરતખંડે, ગુરૂજી સહુ બની બેઠા;
અભણુ લોકે પૂજાવાને, ગુરૂજી સહુ બની બેઠા. ૧

હૃદયમાં લક્ષ્મી લાલચને, વિષયની હોળીઓ જેને;
મુખેથી રામ જપનારા, ગુરૂજી સહુ બની બેઠા. ૨

કદી દુર્ગુણ નવ કાપે, અને એ જ્ઞાન પણ નાપે;
ભરી ચપટી ભભુત આપે, ગુરૂજી સહુ બની બેઠા. ૩

વિવિધ વૈભવ તણા શૉખી, હૃદયમાં કામ ક્રોધાદિ;
કહે મુખે અમે યોગી, ગુરૂજી સહુ બની બેઠા. ૪

મગાવી એક પૈસાનો, મજાનો રંગ ગેરૂનો;
ઝબોળી વસ્ત્ર સહુ તેમાં, ગુરૂજી સહુ બની બેઠા. ૫

ગળે બાંધી દીયે કંઠી, પછી દે કાનને ફુંકી;
બનાવે એ અભણુ ચેલા, ગુરૂજી સહુ બની બેઠા. ૬

કદી વિદ્વાન જન કોઈ, કરે પ્રશ્નોત્તરો કાંઈ;
કહે ચલ દૂર જા તુંહીં, ગુરૂજી સહુ બની બેઠા. ૭

ઉડાવે ભાંગ ને ગાંજો, અફીણુ માજમ ચડસ તાજો;
નશે ચકચૂર રહેનારા, ગુરૂજી સહુ બની બેઠા. ૮

નથી વિજ્ઞાન દેનારા, પરાયું વિત્ત હરનારા,
મફતની મોજ કરનારા, ગુરૂજી સહુ બની બેઠા. ૯

નથી વિદ્યા તણી પરવા, ન સત્કર્મો કદી કરવા;
પરંતુ દ્રવ્યને હરવા, ગુરૂજી સહુ બની બેઠા. ૧૦

હવે તો હદ્દ વળી ઓઝી, જુવોને સહુ જનો જાગી;
અક્કલ વિદ્યા તણા ત્યાગી, ગુરૂજી સહુ બની બેઠા. ૧૧

કહે રતીલાલ છે આવા, ભરતખંડે ઘણા બાવા;
જગતનું હિત કરનારા, ગુરૂજી સહુ બની બેઠા. ૧૨



૨૧

## ઇશ્વરી નિર્મીત કદી ના ફરે.

(રાગ—મન તું શીદને ચિંતા કરે.)

મનુષ્યો ખોટી કલ્પના કરે, ઇશ્વરી નિર્મીત કદિ નવ ફરે. ટેક.

પળમાં આ ને પળમાં તે, ત્યમ હરઘડી મનડું ફરે;
પણ આખી સૃષ્ટિના સઘળા, નિયમ કદી નવ ફરે. મનુષ્યો. ૧

ધાતુ પત્થર આદિ મૂર્તિ, પૂજી થાળજ ધરે;
ઇશ્વરનો નીયમ છે જૂવો, જડ મુખ ગ્રાસ ન ભરે. મનુષ્યો. ૨

મૃતક પિતૃનું પેટ ભરાવા, શ્રાદ્ધજ તર્પણ કરે;
ઇશ્વરનો છે નીયમ અચળ કે, ખાય તે પેટજ ભરે. મનુષ્યો. ૩

વદે વળી અજ્ઞાની લોકો, માત્ર વાસના ફળે;
સુખ વાસના સર્વ કરે છે, છતાંએ દુઃખ કાં ધરે? મનુષ્યો. ૪

અવિદ્યા અજ્ઞાન થકી છો, રામ રટણ મુખ કરે;
પણ ચારિત્રો રામ તણાં નહિ તો શું કારજ સરે? મનુષ્યો. ૫

જ્યમ ન્યાયાધીશનું નામ નિરંતર, મુખ થકી ઉચ્ચરે;
પણ જો ગુનોહ એજ કરે તો, તરતજ બંધન કરે. મનુષ્યો. ૬

શૈવી, જૈની, ને પુરાણી, વિધ વિધ વાતો કરે;
એક અનાદિ ઇશ્વર નિર્મીત, વેદ અચળતા ધરે. મનુષ્યો. ૭

મારાં તારાં શાસ્ત્રો વાંચી, મોક્ષ માર્ગ દૂર કરે;
રતીલાલ કહે વેદ જ્ઞાનથી, મોક્ષ માર્ગ ઝટ ધરે. મનુષ્યો. ૮



૨૨

## સ્ત્રીશીક્ષા.

(રાગ—સુંદર શામળીયા નામ જપીશ.)

સતી શિક્ષા સુણજો, સુખકારી, ઉર ધારી.
મતિ શુભ મેળવજો, હૈયામાં હિતકારી. ટેક.

પ્રભાત ઉઠી પ્રભુને વંદી, પછીથી પૂજ્ય પતિને વંદી;
નવ થાતી કદીયે મન ગંદી, પણ થા શુદ્ધાચારી. સતી. ૧

આભૂષણ ધર મધુરી વાણી, મધુરી વાણીમાં સુખ જાણી;
પ્રીય વચનથી થા પટરાણી, મતિ કર મંગળકારી. સતી. ૨

પતિની સાથે હરજે ફરજે, કાર્યો સહુ ઉપકારી કરજે;
જો નવ ચુકતી પવિત્ર ફરજે, બનીને નગુણી નારી. સતી. ૩

સ્વામી શયને સૂતો મેલી, દોડે મંદિરમાં એ ઘેલી;
પર પુરૂષોથી ઠેલમઠેલી, એ શું ધર્મજ ધારી? સતી. ૪

પતિ છોડી પત્થરની સેવા, જો કદી કરતી કહીને દેવા;
નહીં ધાતુ પત્થર છે દેવા, પણ પતિ દેવજ ધારી. સતી. ૫

પરમ દેવ તુજ પતિને પેખી, તન મન ધન સર્વે લે લેખી;
પતિ પ્રીય થા સહુ તજી દે શેખી, થા પતિને હિતકારી. સતી. ૬

*પતિ કાર્યે મંત્રી મન ભાવી, કર સેવા દાસી રૂપ લાવી;
ભોજનમાં દે માતૃ ભૂલાવી, શયને રંભા સારી. સતી. ૭

પતિ ધર્માનુકુળ તું કરજે, ક્ષમા તણો શુભ ગુણ ઉર ધરજે;
સતીના ષડગુણ નવ વીસરજે. થાજે આનંદ કારી. સતી. ૮

---

*कार्येषु मंत्री करणेषु दासी भोज्येषु माता शयनेषु रंभा ।
धर्मानुकूला क्षमया धरित्री भार्या च षाड्गुण्यवतीह दुर्लभा ॥

ॐ નમસ્તે સહુને કરજે, સદ્વિદ્યા બાળક ઉર ભરજે;
વડીલની આજ્ઞા શીર ધરજે, થા સહુને સુખકારી. સતી. ૯

મનુષ્ય જન્મે આ ભવ આવી, ધર્મ કર્મની શુદ્ધિ લાવી;
રતીલાલ દે સ્વર્ગની ચાવી, લે શીક્ષા ધરનારી. સતી. ૧૦



૨૩

## વર્તમાન ક્ષત્રીયો.

(રાગ—વારી જાઉં રે સાંવરીયા તોપે વારણાં રે.)

**પ્રથમ અક્ષરમાં લખનારની બહિર્લાપિકા છે.**

રહી છે હિંદ દશા શી બુરી, હું કહું છું સાનમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. ટેક.

તીવ્ર બુદ્ધિનું તેજ ગયું છે, હામ દામનું નામ રહ્યું છે;
લાગણી વિણ શું મનમાં રહ્યા, ગુમાનમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. રહી છે. ૧

લઈ પ્રતિજ્ઞા પુરી કરતા, ક્ષત્રિ હિન્દ તણાં દુઃખ હરતા;
મૂળ હતા પણ હાલ સુતા, શ્મશાનમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. રહી છે. ૨

લળક ચળક તલવારો થાતી, દેખી અરિદળ કમ્પે છાતી;
જીત વીના તે બેઠી લાજે, મ્યાનમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. રહી છે. ૩

ભાવે હોંકારેથી ઉઠી, સબળ શત્રુદળ નાંખે કુટી;
ઇયળ સમા બની બેઠા ક્ષત્રિ, સ્થાનમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. રહી છે. ૪

ઠકરાઈ ઠાલી ઠણકાની, પ્રીતે પ્રીત કરે ગુણીકાની;
ફરી સુરાદિક પાન રહે; ગુલ્તાનમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. રહી છે. ૫

રતીલાલ કહે હિન્દને કાજે, આજ ક્ષત્રિનું દિલ નવ દાઝે;
તે ક્ષત્રીને "ખત્રિ" કહો સહુ, હામમાં રે,
તે લ્યો ધ્યાનમાં રે. રહી છે. ૬



૨૪

## સ્વતંત્રતા.

(રાગ—મન મારૂં માને નહિ.)

મન છુટું રમન્તુ, રાખે રસીલી, સુખો દેનારી સ્વતંત્રતા,
મન બાંધ્યું બળન્તુ, રાખે ડસીલી, દુઃખો દેનારી પરતંત્રતા. મન. ટેક

પરતંત્રતાના મ્હેલ માંહી, પલંગ પર પોઢ્યા થકી,
સ્વાતંત્રતાથી ગોદડી, ઓછાવવી બ્હેત્તર નકી;
પરતંત્ર રહીને મિષ્ટ મેવા, કરવું પ્રાશન મુખ થકી,
સ્વાતંત્રતાથી બાજરીની, રાબડી બ્હેત્તર નકી. મન. ૧

મનને નહીં જ્યાં સુખ ત્યાં, તનના સુખોનું શું નકી?
તન સુખ મળે પરતંત્રતાએ, ત્યાગવું બ્હેત્તર નકી;
દિનતા થકી જઇ અવર આશ્રે, ગળચવું આ મુખ થકી,
સ્વતંત્ર રહી ભુખે ભલે, મરવું પડે બ્હેત્તર નકી. મન. ૨

તૃણ ખાય પણ મહા શબ્દ કરતો, હસ્તિ વન કુદે અતિ,
દરબારમાં ઘૃત છો મળે, પણ ત્યાગશે બ્હેત્તર નકી;
દૃષ્ટાંત પંખીનાં જૂવો, કેવાં ઉડે આનંદથી?
કણ ખાય પણ પરતંત્રથી, રહે દૂર એ બ્હેત્તર નકી. મન. ૩

શાણી રમણી રસીલી, છે પ્રેમઘેલી, આનંદી એવી સ્વતંત્રતા,
રતીલાલે દીધેલી, શિક્ષા અમૂલી, પ્યારી કરો ન પરતંત્રતા. મન. ૪



## ૨૫

# પંચીકરણ સાર.

## પંચ મહાભૂતોનું પ્રથક્કરણ.

(રાગ—નાથ કૈસે ગેજકો બંધ છુડાયો?)

જુવો દેહ સાથે સંબંધ શુ તમારો, વદો વગર વિચાર્યે શું મારો;
જુવો. ટેક.

પંચ મહા ભુત પ્રથમ આકાશનો, તેનાથી શબ્દજ ધારો;
શબ્દથી કામને, ક્રોધ, શોક, વળી, મોહને, મદતો થનારો.
જુવો. ૧

બીજો છે વાયુનો સ્પર્શ મહા ભુત, હલન, ચલન, કરનારો;
બેસવું, ઉઠવું, હરવું, ફરવું, કામ ક્રીડામાં ધાનારો.
જુવો. ૨

ત્રીજો તેજનું રૂપ થયું વળી, ચક્ષુ થકી એ જોનારો;
ક્ષુધા, તૃષા, વળી આલસ્ય, નિંદ્રા, આદિ ઉત્પન્ન કરનારો.
જુવો. ૩

ચતુર્થ જળ વિષય છે જીબ્હાયે, રસ લાગ્યો અતિ પ્યારો;
શુક્ર, શોણીત, ને લાળ, પસીનો, આદિ ઉરે ભરનારો.
જુવો. ૪

પંચમ પૃથ્વી તણો ગંધ ભૂત, એ વાસેન્દ્રિમાં વસનારો;
હાડકાં, માંસ, ત્વચા, નાડી, રોમનું, છે ભાન એ કરનારો.
જુવો. ૫

એ આદિ અનેક પ્રમાણુ વદે છે, વિદ્વાન ને શાસ્રકારો;
કોષ રૂપી પીંડ બાળક યુવા, ને વૃદ્ધાવસ્થા ગૃહનારો.
જુવો. ૬

દુર્બળ, મસ્ત, ને સુખ, દુઃખ, આદિને, આધીન એ રહેનારો;
આત્મા નીરંતર નાનો ન મોટો ને, અચળ નિયમ ધરનારો.
જુવો. ૭

અજર અગોચર છે વળી નિત્યે, અમર નહીં મરનારો;
દેહ છે કાચના કુંપ જેવો વળી, નિશ્ચય નાશથ નારો.
જુવો. ૮

આ થકી સાબીત અધીક કરૂં શું, કે, ભાઇ! ન છે દેહ તારો;
પંચ મહા ભૂતો લેશે લુંટીં ત્યારે, સમશાને સળગી જનારો.
જુવો. ૯

પીંડ શું કાંઈ કરી શકશે જુવો, એ ગંદકી કરનારો;
રતીલાલ જ્ઞાન ચોગે કરી આત્મા તો. મોક્ષને ધામે જનારો.
જુવો. ૧૦



૨૬

## કુદરત કૃતિ વિચારતાં સાનંદાશ્ચર્ય.

(રાગ–હરીગીત.)

આશ્ચર્ય શું! આશ્ચર્ય આ, અંતઃકરણમાં થાય છે!
કુદરત કૃતિનાં કાર્યથી, મન મોહમાં લોભાય છે.
આશ્ચર્યકારક કાર્યમાં વિચારવા શું ધરૂં મતિ?
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૧

નજરે નીહાળું કાર્ય કુદરતનાં સહુ સંસારમાં,
પામું ન પાર વિચારતાં હું પડયો છું ગીરફતારમાં;
હે ઈશ! તું જગદીશ દે વિચારની શક્તિ મતિ,
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૨

પરમાણુ ને પરમાણુમાં તેં ચોગ્ય રીતે મેળવી,
પરમાણું સાથે કેવી રીતે પ્રકૃતિને ભેળવી?
પરમાણું ને પ્રકૃતિથી શું કીધ તેં સૃષ્ટિ કૃતિ?
કદિ કુદરતી. કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૩

છે ભૂમિ એકજ ભાગમાં, ને જળ ભર્યું ત્રિભાગમાં,
તુજ કેવી એ શક્તિ થકી, રાખી રહ્યો મર્યાદમાં ?
એ શક્તિનો શું પાર શોધું ? હે પ્રભુ હારે મતિ !
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૪

અદૃષ્ય છો તું ઈશ તો, જગદૃષ્ય શી રીતે સૃજ્યું ?
કરવા વિચાર મુનિવરે, અભિમાન અંતરથી તજ્યું;
ઋષિ મુનિયો નેતિ વદે તો, અન્યની છે શી ગતિ ?
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૫

છે સૂર્ય ચંદ્રાદિ ગૃહો વળી, તેજ તારાનું અતિ,
નભ મંડળે પણ તુજ કૃતિની, આકૃતિ સહુ દીસતી;
દીસે છતાં પણ કલ્પનામાં, વાત એ નવ આવતી,
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૬

છો જગ્ત પીતા એક પણ, પરિવારનો નવ પાર છે,
સંસારમાં પરિવારનાં, અવતાર અપરંપાર છે;
ગણુતાં ન આવે પાર, પણ વિચારથી હઠતી મતિ,
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૭

જયાં દેખું હું કુદરત કૃતિ, આશ્ચર્યમાં ત્યાં જાઉં છું,
મન વાણિ ને બુદ્ધિ થકી વીરામ તો હું થાઉં છું;
રતીલાલ કૃતિ તુજ પેખીને, આનંદથી ડોલે અતિ,
કદિ કુદરતી, કૃતિમાં મતિ, નથી વિચરતી, ગતિ તો રતિ. ૮



૨૭

## કર્મની વિચિત્રતાનો ઉદ્દ્ગાર.

(રાગ—કવ્વાલી.)

કરમની શી ગતિ ન્યારી, વદુ શું મુખ ઉચ્ચારી ?
જગતમાં જોઇ રહું હારી, અંતરથી વાત વિચારી. ટેક.

સુખી છે કપટ કરનારા, ઝપટ માંહે જે લેનારા;
દુઃખી છે ધર્મી બીચારા, સદા સદ્ધર્મે રહેનારા. કરમની. ૧
પતિ પંડિત પૂરો જ્યાં, મળે કુભાર્યા નારી ત્યાં;
મળે સદ્‌ગુણી સ્ત્રીઓ જ્યાં, મળે છે મૂર્ખ પુરૂષ ત્યાં. કરમની. ૨
પતિ ન્હાનો છે સ્ત્રી મોટી, પતિ બુઢો ને સ્ત્રી છોટી;
સ્વભાવે ભિન્ન તે ખોટી, કજોડી સહુથી એ મોટી. કરમની. ૩
પૈસો ત્યાં પુત્રના તોટા, પુત્ર ત્યાં ખાવાના ખોટા?
વૈભવના વારસના ખોટા, જુવો કેવા ઉઠે ગોટા. કરમની. ૪
સંતતિ ભિક્ષુક ઘરે ઝાઝી, રહી કેવી જુવો બાઝી?
નહિ જ્યાં જવારની કાંજી, ભુખે રહે સર્વદા ગાજી. કરમની. ૫
પિતા માતા છે સુધારૂ, દીવા વાંસે છે અંધારૂં;
કરે છે કર્મ એ ખારૂં, કપુત્રો કેવાં એ વારૂ? કરમની. ૬
અધર્મી જો કદિ પિતા, બને છે પુત્ર સદ્વૃત્તા;
થુવેરે કેળને ફળતાં, દીઠાં દૃષ્ટાંત કહેવાતા. કરમની. ૭
મધુરાં પુષ્પ તરૂ તેને, જંગલમાં વાસ છે એને;
ન પુષ્પો છે કદિ જેને, ઉગાડ્યાં ગ્રામમાં તેને. કરમની. ૮
જુવો ગુલાબ જુઈ જાઇ, વસ્તિ વિણ જગ્યાની માંહ્ય;
દીઠાં છે વસ્તિ માંહે જયાંય, પીપળ,વડ,ભર્યાં છે ત્યાંય. કરમની. ૯
ઘણી જગ્યાયે એ જોવાય, દૃષ્ટાંતેથી હે જગરાય!
કળા અકળીતથી સદાય, રતીલાલ મન મોહાય. કરમની. ૧૦



૨૮

## જગતનો પ્રવાહ અને કર્તવ્ય.

(રાગ—કવ્વાલી.)

અરે હું ક્યાં થકી આવ્યો, અને હું એકલો આવ્યો;
ન કોઈ સંગીને લાવ્યો, છતાં શું સંગમાં આવ્યો. ૧

કથન સંગી તણું કરવા, મ્રથું વાણી થકી વદવા;
છતાં ન પુરૂં થાયે તે, પ્રભુ ઘટમાળ તેવી એ ? ૨
કહે છે પુત્ર મા બાપો, વદે છે ભત્રિજો કાકો;
કહે મામો વળી ભાણો, કહે છે પૌત્ર તો નાનો. ૩
કથે વીરા બ્હેની તો, કહું બ્હેની તું મારી છો;
ધણી માને મને નારી, કહું તે નારીને મારી. ૪
કહે કો વૈરી ને મિત્રો, દીઠાં મેં એવાં કંઇ ચિત્રો;
ખરૂં જોતાં ન કો મારૂં, સહુ જગ જાળનું બારૂં. ૫
મળ્યા ન્હાના મળ્યા મોટા, મળ્યા સાચા મળ્યા ખોટા;
મળ્યા શા હેતુથી તે તે, ખરૂં કહેતું નથી કોઇએ. ૬
પછી મારૂં અને તારૂં, ક્યાંહાંથી આવ્યું એ વારૂ ?
નહિ એ શોધતાં ફાવું, વીચારો શું મને ધારૂં ? ૭
કરૂં આનો હું શું વીચાર, છેલ્લો એજ છે નીરધાર;
સ્વપ્નાવત્ આ સંસાર, વિત્યે સ્વપ્ન કંઈ ના સાર. ૮
અરે જે જોયું તે જાશે, ફના આ ખેલ સહુ થાશે;
પછીથી ખુબ પસ્તાશે, સુકર્મે અભય તું રહેશે. ૯
ગયા તુજ પ્હેલાં જણ જે જે, જણાતા જો નથી તે તે;
વીચારી જો તું દિલ ધારી, ખુમારી મૂક તું તારી. ૧૦
નથી ખુબી હમેશાંની, રહેવાની જુવાનીની;
જુવાની તો દિવાની છે, ખુવારીની નીશાની છે. ૧૧
કળી જો ફુલની ખોલી, ખીલી છે ત્યાં લગી લીલી;
પડયે કરમાઇને વીલી, થશે સહુ પાંખડી ઢીલી. ૧૨
પ્રભુ ભજ માટ તે પ્રાણી, સમય સહુના સમો જાણી;
સુણી ઉપદેશની વાણી, સફળ કર જન્મ લે જાણી. ૧૩
હમેશાં હાથ તે સાથે, ન છુટે કોઇ પણ વાતે;
કહે રતીલાલ તે માટે, પ્રભુ ભજશેજ તે ખાટે. ૧૩



૨૯

# સર્વને સરખા ગણો.

(રાગ—ધીરાના પદનાં ભજનનો.)

એ છે સંતો સાચા રે, જે જન સહુને સરખા ગણે રે જી. ટેક.
જેમ થાવું હોય તેમ થાયે રે, સત્યવક્તા સાચું ભણે રે જી.
એ છે. ૧

બ્રાહ્મણ, લુહાણો, ભાટીયો, કોઇ સૈયદ, કે શેખ;
જ્ઞાન ચક્ષુએ જોઇ લ્યો ભાઇ, આત્મા સહુનો એક.
અંતર આંખે સુઝે રે, આત્મા સહુમાં સરખો વસે રે જી.
એ છે. ૨

જે રસ્તેથી આવ્યા આર્યો, ત્યાંથી મુસલમાન;
પારસીયો પણ ત્યાંથી આવ્યા, ત્યાંથીજ કીરીસ્તાન.
રસ્તા સહુના સરખા રે, માતા એકજ અંગે જણે રે જી.
એ છે. ૩

ઇશ્વર સહુને સરખું આપે, જળ વાયુ ને તેજ;
પ્રત્યક્ષ પુરાવો પ્રભુજી આપે, જોઈ લ્યો હૃદયે એજ.
અજ્ઞાનીને મન જુદા રે, જ્ઞાની કોને જુદા ગણે રે જી.
એ છે. ૪

વટાળ શબ્દનો અર્થ ન જાણે, ને કહે અભડાણા ભાઇ;
કર્મ અકર્મ કદિ નવ જુવે, પણ મોઢેથીજ બડાઈ.
પણ ભેદ એનો છે ઉંડો રે, કર્મે થાયે ઉંચા, નીચા, રે જી.
એ છે. ૫

બાપીકો માર્ગ કેમ કરી છુટે? સહુ જન મુખથી ગાય;
પણ ખરો બાપીકો અર્થ ન સમજે, અનઘડતે અથડાય.
માટે સહુ મિત્રો મ્હારા રે, વૈદિક જ્ઞાને ભ્રાંતી હણો રે જી
એ છે. ૬

ગુરૂજીયે શીખવાડીયું, સહુથી પ્રથમજ એક;
બગડે બેયે સર્વ બગાડયું, બેના બન્યા અનેક.
માટે સહુ એક બનીને રે, શાન્તિ સ્થાપો સઘળે સ્થળે રે જી.
એ છે. ૭

અસંખ્ય તારા ભલે ચળકતા, શું આપે ઉજાસ?
ચંદ્ર ચળકતો એક ભલે છે, કરે અંધકારજ નાશ.
ચંદ્ર સમા સહુ થઇને રે, કરો જ્ઞાને એકજ મતિ રે જી.
એ છે. ૮

ભરત ખંડમાં મનુષ્ય સંખ્યા, બત્રીશ ક્રોડ મનાય;
એથી અધિકાં દેવ જુવોને, તેત્રીશ ક્રોડ ગણાય.
છતાં પણ દુઃખમાં ઝુરે રે, દેવી ભારત ભૂમિ ઘણી રે જી.
એ છે. ૯

કડવું ઓસડ રોગને કાપે, અજ્ઞાનને કાપે જ્ઞાન;
રતીલાલ કહે વિનય કરીને, તું સાચા શબ્દોને માન.
હોયે જો સુખની આશા રે, વૈદિક જ્ઞાને વિજય કરો રે જી.
એ છે. ૧૦



૩૦

## અક્કલ વીણ નક્કલ.

(રાગ—મોહી રહ્યો છું મંદ હાસ્યમાં.)

અકલ વીણુ નકલ તો કરાય છે, રે હાય! આજ
અકલ વીણુ નકલ તો કરાય છે. ટેક.

અકલ વીણુ નકલ કરે, આજ સહુ વીદેશની,
રીતભાત ધર્મ કર્મ, સહુ તજી સ્વદેની;
દુઃખ તણે ડુંગરે ચડાય છે રે, હાય! આજ અકલ વીણુ. ૧

આજ તો સ્વરાજ કાજ સહુ મુખે વદાય છે,
ભાષણો ભણી ઘણી સભાઓ તો ભરાય છે;
વીદેશ તણી વસ્તુ કયાં તજાય છે? રે હાય! આજ અકલ વીણુ. ૨

બોલવાનું ચાલવાનું ભણવાનું વીદેશનું,
સ્વદેશી શરીર ઢાંકવાનું વસ્ત્ર છે વીદેશનું;
સહુ જગ્યે વીદેશી સહુ કળાય છે રે હાય! આજ અકલ વીણુ. ૩

ચિત્તથી ચીરૂટ સીગરેટ અતિ ચા'ય છે,
ગોટ ગોટ ધુમાડાઓ મુખથી કઢાય છે;
હાય! એથી લક્ષ્મી સહુ લુંટાય છે રે હાય! આજ અકલ વીણુ. ૪

બિસ્કીટો ને ચાહ તણા નાસ્તા લેવાય છે,
સોડા લેમન ના મળે તો જીવ અકળાય છે;
હોજરી ખરાબ તો કરાય છે રે હાય! આજ અકલ વીણુ. ૫

દુધ તજી દારૂ અતિ પ્રેમથી પીવાય છે,
બની ચકચૂર ને અધર્મ તો કરાય છે;
સ્વરાજ સુખ દૂર દૂર જાય છે રે હાય! આજ અકલ વીણુ. ૬

ચિત્ત બુદ્ધિથી જણાય છે જેહ હિતકારી,
તે ભલે ગૃહાય હોય નિત્ય લાભકારી;
સર્વ જો ગૃહાય દુ:ખ થાય છે રે હાય! આજ અકલ વીણુ. ૭

માત્ર મુખ થકી બોલવાથી કાંઇ ના વળે,
કર્તવ્ય ને કર્મ સત્ય થાય તોજ તે ફળે;
સ્વરાજ પ્રાપ્તિ સહજમાં કરાય છે રે હાય! આજ અકલ વીણુ. ૮

અરસ પરસ મળીને **नमस्ते** ના ભણાય છે,
વળી **वन्देमातरम्** મુખે ના વદાય છે;
પરંતુ "ગુડમોર્નીંગ" ગવાય છે રે હાય! આજ અકલ વીણુ. ૯

મુખથી મહાત્મા ગાંધી નામને વખાણે,
ગાંધીજીનું સત્ય કથન ઉર ના પ્રમાણે;
તો મુખે સ્વરાજ શું પમાય છે? રે હાય! આજ અકલ વીણુ. ૧૦

માટે બંધુ સુણી મુજ વાણી ઉરમાં ધરો,
વીદેશની વિકારી નકલ દૂર દૂર જો કરો;
સ્વરાજ સિદ્ધ રતીલાલ થાય છે રે હા.!!
અકલ રાખીને જો નકલને તજાય છે રે હાય! આજ અકલ વીણ. ૧૧



## ૩૧

## સ્વદેશાભિમાનીની ભારતસેવા.

(રાગ—વારી જાઉં રે સાવરીયાં તોપે વારણાં રે.)

ભાઇયો ! ભરતભૂમિની સેવા સાચી આદરો રે. ( ટેક. )

ઉદય થયા એ માતૃ ઉદરથી, અન્ન જળ સહુ મળીયું તેનાથી;
અંત સમય પણ છે આશ્રય, એનો ખરો રે. ભાઇયો ! ૧

અતિ ઉપકારો છે ભારતના, તન મન ધન દો સાચા મનના;
લુણ હરામી મટવા ફર્જ, અદા કરો રે. ભાઇયો ! ૨

અઢળક ધન મળીયું જેનાથી, વાહન વૈભવ છે તેનાથી;
એ સહુ માતૃભૂમિને માટે, વાવરો રે. ભાઇયો ! ૩

ભારત સેવાનાં સત્કાર્યો, આદરવાને સર્વે આર્યો;
દેશોદય કરવા સહુ ભેખ, ભલો ધરો રે. ભાઇયો ! ૫

કફની ધરો ભારતને કાજે, ભભુત ભુંસી ભારત ગુણ ગાજે;
સ્વધર્મ કર્મ તણી ભિક્ષા, ઝોળી ધરો રે. ભાઇયો ! ૫

અત્યાચારે આગ લગાવો, સત્યાચારે દેશ દિપાવો;
સત્યાગ્રહથી સાચે પંથે, સંચરો રે. ભાઇયો ! ૬

નામ સપૂતનું સિદ્ધ કરી દો, વન્દેમાતરં મુખ ભણી દો;
રતીલાલ સત્યે નીર્ભય થઇ સહુ ફરો રે. ભાઇયો ! ૭



૩૨

## ભારત સેવાનું રાષ્ટ્રી ગીત.

(રાગ—માવા મહીની મટુકી મારી મેલને રે.)

રે वन्दे मातरम् સહુ મુખે ભણો રે,
દુરાચારો ને સદ્ય સર્વે હણો રે. वन्दे. ૧
અમે ઉંચા તે નીચા એ ના ગણો રે,
પ્રભુ પીતાનાં બાળ બન્ધુ ગણો રે. वन्दे. ૨
સર્વ સાથે સંપીને માતૃભૂમિની રે,
કરો સેવા જરૂર લાગે કામની રે. वन्दे. ૩
દ્રવ્ય દારૂથી અનહદ જાય છે રે,
બળ બુદ્ધિ અને લક્ષ્મી સહુ લુંટાય છે રે. वन्दे. ૪
ઉપદેશો આપીને સુધારજો રે.
ભ્રાત વ્યસની તમારા ઉદ્ધારજો રે. वन्दे. ૫
શુદ્ધ સાચું સ્વદેશી વૃત ધારજો રે,
માલ વેગળો વીદેશનો વીદારજો રે. वन्दे. ૬
ખરીદ વિદેશી માલ તણી જો ટળે રે.
દેશ બંધુને ઉત્તેજન મળે રે. वन्दे. ૭
બનો સ્વયં સેવક માત કારણે રે,
ગીત રાષ્ટ્ર તણાં ગાઓ સહુ બારણે રે. वन्दे. ૮
સત્ય કાજ પડે દુઃખ તણો ડુંગરો રે,
તોય ત્યાગી બીક પાય પહેલો ધરો રે. वन्दे. ૯
વચન ભંગ કદી બંધુ તમે ના થજો રે,
વદી સત્ય હરિશ્ચંદ્ર વીસરાવજો રે. वन्दे. ૧૦
નિંદ્ય રાવણના કર્મ સંહારજો રે,
ઉરે ન્યાય નીતિ રામ તણી ધારજો રે. वन्दे. ૧૧
કર્મ યોગ તે ગીતાનો ઉર ધારજો રે,
શુભ કર્મ કરી અન્યને કરાવજો રે. वन्दे. ૧૨

ધર્મ કર્મ દેશ સેવા હોય શીખવીરે,
નીત્ય સત્યાર્થ પ્રકાશ પોથી વાંચવીરે. वन्दे. ૧૩
ધન્ય સ્વર્ગવાસી સ્વામી દયાનન્દને રે,
પુનરોદ્ધાર કર્યો શુદ્ધ આર્ય ધર્મને રે. वन्दे. ૧૪
સ્વર્ગવાસી જુવો દાદાભાઇ પારસી રે,
જેણે આપી છે સ્વરાજ તણી આરસીરે. वन्दे. ૧૫
કર્મ યોગી તે તિલક અને ગોખલે રે,
ખરૂં દાખવી ગયા છે એ ખરે દીલે રે. वन्दे. ૧૬
લાલા લજપતરાય પંઝાબના રે,
સત્ય શીખ સમઝાવી રહ્યા સાનમાં રે वन्दे. ૧૭
કર્મ વીર ગાંધી વેણુ કાને સુણો રે,
પાપી પુતળાની જાળ સર્વે હણો રે. वन्दे. ૧૮
ભૂમિ કાજ આ શરીર સોંઘાં કરો રે,
ભલે આપી બળીદાન ધર્મને ધરો રે. वंन्दे. ૧૯
કરીને પ્રતિજ્ઞા ભ્રાત્ર ભાવી બનો રે,
રતીલાલ સહુ મુખે **नमस्ते** ભણો રે. वन्दे. ૨૦



૩૩

## સર્વે નૂતન વર્ષ મુબારક.

(રાગ-હરિગીત છંદ.)

**પ્રથમ અક્ષરમાં લખનારની બહિર્લાપિકા છે.**

રહેશો નુતન આ વર્ષમાં સુખ સંપતિથી સર્વદા.
તીમીર તમ ટળશે સહુ મળશે શુભાનંદો સદા;
લાગે ઉદય વરસો વરસ પ્રત્યેક નૂતન સાલથી,
લક્ષ્મી ગ્રૃહી કરમાળને આરોપશે એ વ્હાલથી. ૧
મૂકે અમી તમ ઉપરે આશીષ એ નિત્યે મળો,
લક્ષે લઈ જગતાત દિનાનાથ દેશે સુખ ફળો;

જીવન બનો પરમાર્થી તમ નીજ દેશના ઉદ્ધારમાં,
ભાગે સહુ તમ અડચણો માગો મદદ કીરતારમાં. ૨

ઇચ્છા ફળે તમ સતત શુભ કાર્યો કરો એ વાસના,
ઠરશે અને મળશે બહુ અણુધારી મદદો પાસમાં;
કહું બાર માસે નુતન વર્ષે કેટલુંક ફરી ફરી,
રતીલાલ સર્વે નૂતન વર્ષે આપે આનંદ શ્રી હરિ. ૩



૩૪

## અરે! એ બ્રહ્મચારીયો કયાં ગયા?

(રાગ—વીમળા નવ કરશો ઉચાટ કે વ્હેલા આવશું રે.)

અરે એ બ્રહ્મચારી વ્રત ધારી આજે કયાં ગયા રે? ટેક.

રામચંદ્ર લક્ષ્મણ રણધીરા, બળ બુદ્ધિ પ્રાક્રમી એ વીરા;
હીરા એ માતા કુખ દીપાવી, ગયા રે. અરે એ. ૧

આજે બાળક વયમાં લગ્નો, જાણો બાળ હુતાશન યજ્ઞો;
વીર્ય હીણા દુઃખ દર્દે જાયે, જો વહ્યા રે. અરે એ. ૨

ભીમ અને અર્જુન ભડ વીરો, ભીષ્મ પિતા જેવા રણ ધીરો;
કૃષ્ણ અને બળદેવ પુરા શુરા, થયા રે. અરે એ. ૩

આજે દેહે દુર્બળ બાળો, રોગી ભોગી ઘર ઘર ભાળો;
અલ્પ શરીરે અલ્પાયુષી, એ થયા રે. અરે એ. ૪

પ્રતાપ ને પ્રથિરાજ પ્રતાપી, શૌર્ય છાપ શી જગમાં છાપી?
ધીર વીર શીવાજી યોદ્ધા, થઈ ગયા રે. અરે એ. ૫

આજ નમાલા અને બાયલા, લજવી ભારત માત રહેલા;
બ્રહ્મચર્યના તેજ વીણા, હીણા થયા રે. અરે એ. ૬

પુરાતનની રીત વિસારી, ફરી કરી તેં પુનરોધ્ધારી;
ધન્ય દયાનંદ સ્વામીજી મારા થયા રે. અરે એ. ૭

સિંહ નાદ ગર્જાવી જેણે, ગુરૂકુળ સ્થાપ્યાં પાછાં એણે;
નષ્ટ થયેલાં બીજ ફરી બોઇ ગયા રે. અરે એ. ૮
ભારતનું દુઃખ ધારી હૈયે, ઉપદેશ્યા તે શીખજ લઇએ,
રતીલાલ એ ગૌરવ સમજાવી ગયા રે. અરે એ. ૯



## ૩૫

## આરતી.

(રાગ—આરતીનો.)

**પ્રથમ અક્ષરમાં લખનારની બહિર્લાપિકા છે.**

જય દેવ જય દેવ, જય જય જગસ્વામી. ( ૨ )
યથામતિ વિનતિને ( ૨ ) સ્વીકારશો સ્વામી. જય દેવ. ૧
પ્રભુ છો પૂર્ણ કૃપાળ; પૂર્ણ કૃપા કરશો ( ૨ )
ભુમિ ભારતનાં સંકટ ( ૨ ) સર્વે સંહરશો. જય દેવ. ૨
ભાવ ધરી ભગવાન, શુભ સન્મતિ આપો ( ૨ )
રહીયે સંપી સહુ જન ( ૨ ) ટાળી સકલ ક્લેશો. જય દેવ. ૩
તમ વિણ નથી કો નાથ, સહાય સદા કરવા ( ૨ )
ઉર અમારે હિમ્મત ( ૨ ) દ્યો હરકત હરવા. જય દેવ. ૪
ધારી હૃદયમાં ભાવ, સહુ ભારતવાસી ( ૨ )
રહી સંપે સહુ કરીયે ( ૨ ) સેવા સુખરાશી. જય દેવ. ૫
કરૂણા કર કીરતાર, ધર્મ સદા ધરીયે ( ૨ )
રક્ષા ભારત કરવા ( ૨ ) વિધિ સહુ આદરીયે. જય દેવ. ૬
ॐ नमस्ते નાદ છે, રતીલાલ તણો ( ૨ )
वन्देमातरम् મુખે ( ૨ ) ભારતપુત્ર ભણો. જય દેવ. ૭

इश्वरार्पणमस्तु ॐ शान्तिः शान्तिः शान्तिः इत्योम्.

**સમાપ્ત.**

# જ્વર નાશક અને રક્ત શોધક
# શુદ્ધ વનસ્પતિનો કાઢો.

આ પ્રવાહી કાઢાનો મુખ્ય ગુણ તાવ ઉતારવાનો, અટકાવવાનો છે, અને ગમે તે પ્રકારે દુષિત થયેલા લોહીને સાફ કરી તેને અંગે ઉત્પન્ન થતાં દરદોનો એકદમ અટકાવ કરવાનો છે કે, જેથી નીચે લખેલાં દરદો ઉપર ખાસ તેની તાત્કાલીક અસર થાય છે.

ગમે તેવા સખત બંધકોષને મટાડી દસ્ત લાવી પીત્તનો શ્રાવ કરે છે. અને તેથી દુઝતા કે બાદીના અર્ષ (હરસ) મસાની અસહ્ય વેદનાને શાંત કરે છે. મગજ ઉપર ચડી ગયેલી ગરમીને શાંત કરે છે. તેમજ ઉપદંશ ( ગર્મી ) નાં દુષ્ટ દરદોથી ઉત્પન્ન થતાં દરદો જેવાં કે સાંધા ઝલાવા, વિસ્ફોટક, શરિરે અસહ્ય ચળ આવવી વિગેરે, ભયંકર દરદોને પણ તરતજ પોતાના કાબુમાં લ્યે છે.

આ કાઢો એટલો બધો નિર્ભય છે કે તરતનાં જન્મેલાં બચ્ચાંઓને પણ મળશુદ્ધિ ન થઇ હોય તો તેને પણ બે આની ભાર આપવાથી તરત મળશુદ્ધિ થઈ જઇ આરોગ્ય બને છે;

લેવાનું પ્રમાણ સવાર સાંજ મોટા માણસે હલકા ભારી કોઠા પ્રમાણે દર વખતે એક ઔંસથી દોઢ ઔંસ લેવો. પરહેજીની ખાસ જરૂર નથી. દરદ મુજબ પ્રકૃતિથી વિરૂદ્ધ ચીજની ખાસ કરી પાળે તો વિશેષ ફાયદો થાય.

# ज्वर नाशक, और रक्त शोधक शुद्ध वनस्पतिका काढा.

यह प्रवाही काढाका मुख्य गुण तापको उतारनेका अटकानेका हैं. और कीसीबी प्रकारसें दुषीत हुवा खुनको साफ करके खराब हुवा खुनके सबबसें उत्पन्न होता हुवा दर्दोंको एकदम रोक देता हैं के जीसके लीये नीचे लीखा हुवा दर्दोंकी उपर तात्कालीक असर होती हैं.

कीतनाही सख्त बंदकोशको दूर करके दस्त लाकर पीत्तका स्त्राव करता हैं इसके लीये खूनी, अगर बादीकां (अर्ष) बवासिरका मसाकी असह्य दर्दको शान्त करता हैं. डीमाककी उपर चढ गई हुई गर्मीको शान्त करता हैं. और उपदंश (गर्मी) का दुष्ट दरदोंसे उत्पन्न होनेवाला दर्दों जैसें सांधाको पकडना विष्फोटक, शरीरकी उपर असह्य खाज आना वगैरे भयंकर दर्दोंकोभी एकदम जलदीसें काबुमें लेता हैं.

यह काढा इतना निर्भय हैं की तुरतका जन्मा हुवा बच्चांको मलशुद्धि न होती हुवे तो उसको भी दो अनी भर देनेसें तुर्तही मलशुद्धि होकर आरोग्य बनतें हैं.

लेनेका प्रमाण सुबेर और शामको हलका या भारी पेटके नीयमानुसार एकसे देढ औंस तक बडे आदमीको देना. खास परहेजकी जरुर नहीं हैं, लेकीन दर्दों और प्रकृतीसें वीरुद्ध चीजोका त्याग करनेंसे विशेष लाभदायक होताहैं.

कीमत देढ रतलकी बाटलीका १ का रुपैया सवा.

**वैद्य—रतीलाल मुलजीभाई आर्य.**

**पत्ताः—फरग्युसन रोड खटारा ( प्लेनेट ) मीलकी सामने लोअर परेल, बम्बई.**

આ પુસ્તકના લેખક અને પ્રકાશક

# વૈદ્ય રતીલાલ મૂળજીભાઇ આર્ય.

સુકી વનસ્પતી વેચનાર, ઝેરી ચીજોના લાઇસન્સદાર,
તથા સ્ત્રી, પુરૂષ, અને બાળકોનાં દરેક દરદોને
તપાસી યથાયોગ્ય કાળજી પૂર્વક
ચિકિત્સા કરનાર, તેમજ
યથાઘટિત સલાહ
આપનાર.

ઠેકાણું ફરગ્યુસન રોડ, ખટાઉ (પ્લેનેટ) મીલ સામે,
વનસ્પતિની દવાની દુકાન, લોઅર પરેલ,
મુંબઇ.

---

પુસ્તક મળવાનું ઠેકાણું:-
**મુંબઇ આર્ય સમાજ મંદિર.**
ગીરગામ બૅક રોડ.
મુંબઇ.

---

**સૂચના.**
આ પુસ્તક અન-રજીસ્ટર્ડ હોવાથી આ પુસ્તક આખું અગર તેનો અમુક ભાગ છાપવા, છપાવવા, પ્રચાર કરવા, કરાવવા, સર્વ સજ્જનોને છુટ છે.